# સ્નોરી અને અજનબી



નાથાનિયેલ બેંચલે ચિત્ર: ડોન બોલોનેસ

સ્નોરી નો જન્મ ઉત્તરી અમેરિકામાં થયો હતો – એક હજાર વર્ષથી પણ પહેલા. એના માતા-પિતા ગ્રીનલેન્ડ થી અન્ય વસાહતી સાથે ત્યાં આવ્યા હતા. સ્નોરી  માછલી પકડવાનું અને શિકાર કરવાનું શીખ્યો. એણે એના માતા-પિતાને સવાલો પણ પૂછ્યા: તમે ક્યાંથી આવ્યા છો? ગ્રીનલેન્ડ ક્યાં છે? એને વિસ્મય થતો હતો કે ગ્રીનલેન્ડ કેવું હશે?

એક દિવસ, જયારે સ્નોરી સમુદ્રને જોઈ રહ્યો હતો, ત્યારે થોડા અજનબી લોકો હલેસા મારતા આવ્યા. એમણે નોર્સમેન સાથે વેપાર કર્યો, અને બધા ખુશ હતા. પછી કંઈક એવું થયું કે અજનબી ડરી ગયા. એ ચાલ્યા ગયા, અને લડવા માટે તૈયાર થઈને પાછા આવ્યા.

પણ સ્નોરી ને કોઈ વાંધો ન હતો; હવે એની પાસે ગ્રીનલેન્ડ વિષે બધા સવાલોના

જવાબ હશે.




# સ્નોરી અને અજનબી

નાથાનિયેલ બેંચલે
ચિત્ર: ડોન બોલોનેસ





સ્નોરી અમેરિકામાં જન્મેલો પહેલો

ગોરો બાળક હતો. એના માતા-પિતા

લગભગ એક હજાર વર્ષો પહેલા અહીં

આવ્યા હતા. એ ગ્રીનલેન્ડ થી ત્રણ

વહાણમાં આવ્યા હતા, એક સો સાઠ લોકોની
સાથે.





ગ્રીનલેન્ડ થી આવ્યા પહેલા એ આઇસલેન્ડ હતા.

અને એનાથી પહેલા એ નોર્વેમાં હતા.

તો બધું મળીને

એ બહુ દૂરથી આવ્યા હતા.

સ્નોરીના પિતા આગેવાન હતા.

એની પાસે એક મોટું જહાજ હતું.

એમાં એ ગાય, ઘોડા અને ઘેટાં,

અને સાથે લોકોને પણ લાવતા હતા.

જહાજ ખીચોખીચ ભરેલું હતું.



સ્નોરીનો જન્મ પાનખરમાં થયો હતો.

એ શિયાળો બહુ ખરાબ હતો,

અને એને લીધે લોકોને ખાવાની વસ્તુ
શોધવામાં બહુ મુશ્કેલી નડી.



એટલે આગલી વસંત ઋતુમાં એ

લોકો વધારે દક્ષિણ બાજુ ચાલ્યા ગયા,

જ્યાં હવામાન સારું હતું.

ઉનાળા સુધીમાં એમને એક તળાવ, અને માછલી,

અને ખાવા માટે ઘણી વસ્તુઓ મળી ગઈ.





"મને લાગે છે કે આપણે અહીં જ રહીયે,"

સ્નોરીના પિતાએ કહ્યું.

એની માઁ અને બાકી લોકો સંમત થયા.

સ્નોરી કંઈ બોલ્યો નહીં,

કારણકે એ હજી બોલતા શીખ્યો ન હતો.

એમણે ઘર બનાવ્યા,

અને એ શિકાર અને માછલી પકડવા લાગ્યા.

અને આ વખતે જયારે શિયાળો આવ્યો,

ત્યારે એ પહેલાથી બહુ વધારે ખુશ હતા.



સ્નોરી મોટો થવા લાગ્યો.

થોડા સમયમાં એ

બાકી બધાની જેમ ચાલવા લાગ્યો.

એણે ઘણું શીખ્યું.

એણે માછલીઓ વિષે શીખ્યું.

એણે ગાયો વિષે શીખ્યું.





એણે આખલા વિષે શીખ્યું.

એણે રોપણી, શિકાર,

ખાવાનું બનાવવાનું શીખ્યું,

અને થોડા સમયમાં એને લાગ્યું કે
એને બધું આવડે છે.

એને બોલતા પણ આવડતું હતું.

એણે એની માઁ ને ઘણા સવાલ પૂછ્યા.

એક સવાલ હતો, "તમે ક્યાંથી આવ્યા છો?"

"ગ્રીનલેન્ડ," માઁ એ કહ્યું.

"ગ્રીનલેન્ડ ક્યાં છે?" સ્નોરીએ પૂછ્યું.

"સમુદ્રને પાર," એની માઁ એ કહ્યું.

"મને ક્યારેક ત્યાં જવાનું ગમશે,"

સ્નોરીએ કહ્યું.

"આપણે જોશું,"

બસ એટલું જ એની માઁ એ કહ્યું.





એનાથી સ્નોરીની ત્યાં જવાની

ઈચ્છા વધી ગઈ.

એણે બીજા લોકોને પૂછ્યું,

પણ તેઓએ પણ વધારે કંઈ કહ્યું નહીં.

એકે કહ્યું, "ત્યાં બહુ વધારે ઠંડી હોય છે."

બીજાએ કહ્યું, "ત્યાં મોટા-મોટા પર્વત છે."

એનાથી વધારે કંઈ ખબર ન પડી,

કારણકે એણે ક્યારેય કોઈ પર્વત જોયો ન હતો.





એણે ફ્રેયદિસ નામની મહિલાને પૂછ્યું,

જે આખલા જેવી દેખાતી હતી.

"બેવકૂફીવાળા સવાલો પૂછીને

મને હેરાન નહીં કર,"

ફ્રેયદિસે જવાબ આપ્યો.

ફ્રેયદિસને કોઈ પસંદ કરતું ન હતું,

જેમાં એનો પતિ પણ સામેલ હતો.

એ નાનો હતો અને માછલીઓ થી ડરતો હતો.

"મને ફ્રેયદિસ પસંદ નથી,"

સ્નોરીએ એના પિતાને કહ્યું.

"એ મને ડરાવે છે."

"એ ઘણા લોકોને ડરાવે છે,"

એના પિતાએ જવાબ આપ્યો.

"પણ એ એટલી ખરાબ નથી,

જેટલી એ લાગે છે."



પછી સ્નોરી સમુદ્ર કિનારે ગયો,

ગ્રીનલેન્ડને દૂરી પર જોવા માટે.

પણ ત્યાં ધુમ્મસ હતું,

અને એ કંઈ જોઈ ન શક્યો.

બીજા દિવસે એ ફરી

જોવા માટે ત્યાં પાછો ગયો.

પાણી પર,

એણે કંઈક એવું જોયું

જે એણે પહેલા ક્યારેય જોયું નહોતું.

ત્યાં એક નાની હોડીમાં એક માણસ હતો,

અને એ કિનારા તરફ આવી રહ્યો હતો.



પછી બીજો માણસ આવ્યો,

બીજો એક આવ્યો,

અને થોડીવારમાં પાણી

એ લોકો થી ભરાઈ ગયું.

એ પાણીમાં લાકડીઓ લહેરાવી રહ્યા હતા.

એ લાકડીઓમાં થી વિચિત્ર

ખડખડાટ નો અવાજ આવી રહ્યો હતો.







"કદાચ એ ગ્રીનલેન્ડ થી આવ્યા હશે," સ્નોરીએ
વિચાર્યું.

"કદાચ એ મને કહેશે કે ગ્રીનલેન્ડ કેવું છે."

બીજા નોર્સમેન પણ એની ચારે બાજુ ભેગા થઈ ગયા,

અને અજનબીઓને આવતા જોયા.

"મને આશા છે કે એ મૈત્રીભાવવાળા હશે,"

સ્નોરીના પિતાએ કહ્યું.

"એની કોને પરવા છે?" ફ્રેયદિસે કહ્યું.

"જો એ નહીં હોય,

તો આપણે એને પીટી નાખશું."

"ના, એવું કંઈ કરતા નહીં,"

સ્નોરીના પિતાએ કહ્યું.

ફ્રેયદિસ કંઈક બડબડી.

અજનબી ઉતર્યા, અને એની નાવમાં
થી બહાર નીકળીને આવ્યા.

એ નાના અને કાળા હતા,



એના કાળા વાળ અને ચપટા મોઢા હતા.

સ્નોરીએ ક્યારેય એના જેવા જોયા ન
હતા.

ન એના પિતાએ,

ન તો એના કોઈ મિત્રએ.

નોર્સમેન અને અજનબી બસ

એક-બીજાને ઘૂરતા રહ્યા,

એ કંઈ બોલ્યા નહીં.



બંનેમાં થી કોઈ પણ

એક-બીજાની ભાષા જાણતા ન હતા.

સ્નોરીના પિતાને એક વિચાર આવ્યો.

"થોડું દૂધ લાવો,"

એણે ફ્રેયદિસ ને કહ્યું,

"અને એને પીવા માટે આપો."

"કેમ?" ફ્રેયદિસે પૂછ્યું.

"જઈને લઈ આવો,"

સ્નોરીના પિતાએ કહ્યું,

અને કેમકે એ નેતા હતા,

એટલે ફ્રેયદિસે એની વાત માની.

એ દૂધની એક બાલદી

અને થોડા કટોરા લઈને આવી,

અને એને જમીન પર રાખ્યા.

સ્નોરીના પિતાએ

અજનબીઓને પીવાનો સંકેત કર્યો.





"હવે એ આપણા મિત્ર છે,"

"એ મારા મિત્ર નથી," ફ્રેયદિસે કહ્યું.

"મને એની ઉપર ભરોસો નથી."

"આપણે જોઈશું," પિતાજીએ કહ્યું.

"એ વધારે દૂધ પીવા પાછા આવશે."

એમણે એવું કર્યું અને

એને દૂધ એટલું ભાવ્યું કે

એમણે બધું દૂધ ખલાસ કર્યું.

પછી એ એની હોડીમાં સવાર

થઈ ગયા અને પાછા ચાલ્યા ગયા.

"જોયું?" સ્નોરીના પિતાએ કહ્યું.



થોડા દિવસો પછી એ પાછા આવ્યા.

આ વખતે એ ફર (જાનવરની સુંવાળી

રુંવાટીવાળી ચામડી) ના પોટલાં લઈ ને
આવ્યા.

એ ફર ને બદલે

લાલ કપડાં ની પટ્ટીઓ

ખરીદવા ચાહતા હતા,

જે એમણે નોર્સમેનને

પહેરતા જોયા હતા.





એમણે લાલ કપડાં લીધા,

અને એને એના માથાની ચારે બાજુ બાંધ્યા.

એને તલવારો, ભાલા,

અને કુહાડી પણ જોઈતા હતા,

પણ સ્નોરીના પિતા એ વસ્તુઓનો

વેપાર કરવા ચાહતા ન હતા.

નોર્સમેન પાસે જેટલા

લાલ કપડાં હતા એ બધા એને આપ્યા.

બદલામાં, એને દરેક પટ્ટી માટે

એક ફર મળ્યું.



સ્નોરીને એક ફર જોઈતું હતું, પણ એની પાસે
વેપાર કરવા માટે કંઈ હતું નહીં.

એની પાસે બસ એક કટોરો હતો

જેમાંથી એ ખાતો હતો,

અને એક રમકડાંની નાવ હતી

જેમાં એક સફેદ સઢ હતો, એક છડી

જે એક કાલ્પનિક તલવાર હતી,

અને થોડા જૂના બાળોતિયાં (ડાયપર).

અજનબીઓને એમાં કોઈ દિલચસ્પી ન હતી.

એટલે એની માઁ એ એને

થોડું લાલ કપડું આપ્યું,

અને સ્નોરીએ એ એક અજનબીને

ફર ના બદલામાં વેચી દીધું,

અને  બધા ખુશ થયા.



ત્યાં અચાનક

બ્રુર્ર્ર્ર્ર્ર્ર્ર્ર!

જંગલમાં થી આખલો બહાર આવ્યો!

એ ઉછળી રહ્યો હતો, ગર્જના કરી રહ્યો હતો,

અને એણે એક જંગલી અવાજ કર્યો!





અજનબીઓએ પહેલા ક્યારેય

આખલો જોયો ન હતો,

એનાથી એ ડરી ગયા.

એણે એના બધા ફર અને કપડાં ફેંકી દીધા,

અને એ એની હોડી તરફ ભાગ્યા,

અને બને એટલી જલ્દીથી હલેસા મારીને રવાના
થયા.

ફ્રેયદિસ એટલી જોરથી હસી

કે એને બેસી જવું પડયું.



ત્રણ અઠવાડિયા માટે કંઈ ન થયું.

પછી સ્નોરીએ

અજનબીઓને પાછા આવતા જોયા.

એ સેંકડો ની સંખ્યામાં હતા,

અને એ યુદ્ધનાદ કરી રહ્યા હતા

અને એના હથિયાર લહેરાવી રહ્યા હતા,

અને એ એની તરફ આવી રહ્યા હતા!

સ્નોરી એ વાત બીજાને કહેવા માટે દોડયો.

"મદદ કરો!" એણે બૂમ પાડી.

"મદદ કરો!

એ મારી પાછળ આવી રહ્યા છે!"



નોર્સમેને એના બચાવ માટે

ભાલા, ઢાલ, કુહાડી અને તલવાર લીધા,

અને અજનબી એની તરફ બૂમ પાડતા
આવ્યા.





અજનબીઓએ ભાલા, ધનુષ અને તીર

નો ઉપયોગ કર્યો,

પણ એની પાસે એક નવું હથિયાર પણ હતું.

એ એક લાંબો દંડો હતો,

જેના છેડે એક ગોળ વસ્તુ હતી,

અને જ્યારે દંડો આગળ તરફ ઝૂકતો

તો એ ગોળ વસ્તુ ઊડતી હતી.

ગોળ વસ્તુ નોર્સમેન ની ઉપર થી ઉડી,

અને એની પાછળ એક ધમાકા સાથે ફાટી ગઈ!

એ એટલા ડરી ગયા કે એ પાછળ ફરીને ભાગી ગયા.

એ નદીના ઉપરવાસમાં અને ઝાડની વચ્ચે થી ભાગ્યા,

અને અજનબી એની પાછળ-પાછળ ભાગ્યા.



ફ્રેયદિસ એના ઘરની બહાર આવી,

અને જે બની રહ્યું હતું એ જોયું.

"ભાગો નહીં!" એણે બૂમ પાડી.

"તમે શું ઘેટાં છો?"

પણ નોર્સમેન ભાગતા રહ્યા.

"કાયર!" ફ્રેયદિસે એનો પીછો

કરતા કહ્યું.

"કબુતરો ના લીવર! હરણો!

ગરોળી! જેકસસલાં! ઝાડના દેડકાં!

તમે યોદ્ધા છો એવું તમને લાગ્યું?"

પણ કોઈ નોર્સમેને એની વાત પર

ધ્યાન ન આપ્યું.





પણ અજનબીઓએ ધ્યાન આપ્યું.

એમણે એને પકડી પાડી

અને એની નજીક આવવા લાગ્યા.

ફ્રેયદિસે એક નોર્સમેનની પડી ગયેલી

તલવાર ઉઠાવી અને એની રાહ જોવા લાગી.



પછી અચાનક એણે એનું બ્લાઉસ ફાડી નાખ્યું,

તલવારના સપાટ હિસ્સા થી એની છાતી પીટી,

અને કોઈ જંગલી બિલાડીની જેમ ચીસ પાડતી

અજનબીઓ તરફ ધસી ગઈ!

અજનબી એટલા ચોંકી ગયા

કે એ એક-બીજા પર પડવા લાગ્યા

અને ભાગવાની કોશિશ કરવા લાગ્યા.

એણે એને એની હોડી સુધી પાછા ખદેડયા,

અને એ લોકો હોડીને હલેસા મારીને ભાગી ગયા.





નોર્સમેન જંગલમાં થી બહાર આવ્યા.

"તેં સારું કર્યું, ફ્રેયદિસ,"

સ્નોરીના પિતાએ કહ્યું.

"આજે તેં અમારો જીવ બચાવ્યો."

ફ્રેયદિસે ખભા ઉલાળ્યા.

"કોઈએ તો એ કરવાનું જ હતું,"

એણે કહ્યું.

"આ જગ્યા એટલી સારી નથી,

જેટલી આપણે વિચારી હતી,"

સ્નોરીના પિતાએ કહ્યું.

"જો અહીં લોકો મિલનસાર નથી,

તો રહેવા માટે આ એક સારી જગ્યા નથી."

"તો એને મારી નાખો," ફ્રેયદિસે કહ્યું.

"એ એનો જવાબ નથી,"

એણે ઉત્તર આપ્યો.

"મને લાગે છે કે આપણે

ઘરે પાછા જવું જોઈએ."

ફ્રેયદિસ નિરાશ થઈ ગઈ.

પણ સ્નોરી ખુશ હતો કારણકે

એ ગ્રીનલેન્ડ જઈ રહ્યા હતા.

એણે એની ગાયો અને ઘોડા

અને ઘેટાં અને માણસો



એની હોડીમાં લાદયા,

અને સમુદ્રને પાર રવાના થયા.



સ્નોરી પહેલી હોડીમાં સૌથી આગળ બેઠો હતો.

આખરે એ જોવા જઈ રહ્યો હતો

કે એના પિતા અને માઁ ક્યાંથી આવ્યા હતા.

## લેખક ની નોંધ

એ સ્વીકૃત કરવામાં આવ્યું છે કે દુનિયાના આ હિસ્સામાં સૌથી પહેલા નોર્સ શોધકર્તાઓએ ઉત્તરી ન્યૂફાઉન્ડલેન્ડમાં થોડા શિયાળા વિતાવ્યા હતા. એ દક્ષિણમાં કેટલે દૂર સુધી ગયા હતા, અને જે મૂળ રહેવાસી ને એ મળ્યા અને પછી એની સાથે લડયા, એ એસ્કિમો અથવા ઇન્ડિયન હોઈ શકે છે, એ અનુમાન કોઈ કરી ન શકે. કોઈ પણ પ્રકાર ના પુરાવા ઉપલબ્ધ નથી. જે લોકોએ થોડી શતાબ્દીઓ પછી "સાગા" (ગાથા) લખી, એ તો અજનબી હતા. કલાકૃતિઓની વૈજ્ઞાનિક રીતે તારીખ નિશ્ચિત કરી શકાય છે, પણ ઘટનાઓ અને વિચારધારા લપસણા હોય છે અને ઘણા વખત પછી પુનર્નિર્માણ કરવાનું મુશ્કેલ હોય છે. એટલું કહેવું પૂરતું થશે કે મૂળ રહેવાસી શત્રુતાપૂર્ણ હતા.

-એન.બી.